# શું વાંચશો ?

આ ખરૂં તે તેની તુલના ત્યારે થશે કે ?
શેકસ્ટન બ્લેઇક જેવા બાહોશ ડીટેકટીવો પોતાના
—: પરાક્રમોની પરંપરા બતાવશે ?:—

વધુ માટે વાંચો.

# ચોકટનો એકકો.



અંક [illegible] ડિટેકટીવ નવલકથા. મૂલ્ય માત્ર ૭ આના.
વેપારીઓને ભરપુર કમીશન આપવામાં આવશે.

લખોઃ—ગુજરાતી સાહિત્ય મંદિર,
મહાજનપુરા—સુરત.

# કેમ તમે જાણો છો કે.




લેખક—રમેશ એમ. નાણાવટી.

પ્રકાશક,
"નવચેતન પુસ્તકાલય," ભગાનપુરી ભાગોળ—સુરત.



પ્રથમાવૃત્તિ    સને ૧૯૨૫    પ્રત ૨૦૦૦

શ્રી "હરી-હર પ્રીન્ટીંગ પ્રેસમાં હરીલાલ મગનલાલે છાપી અને પટેલ જેકીશનદાસ ત્રિભુવનદાસે "નવચેતન પુસ્તકાલય" બરાનપુરી ભાગાળ સુરતમાંથી પ્રગટ કરી.




# પ્રકરણ ૧–લું.

## નિર્દોષ બાલિકા.

રાત્રી અંધારી હતી નિશાપતિ ચંદ્રને હજુ ઉગવાની વાર હતી. આકાશમાં રૂપેરી તારાઓ ચમકી રહ્યા હતા. અત્યારે અંધકારમાં સમગ્ર વિશ્વ ગરકાવ થઇ ગયું હતું, ઘડિયાળમાં બારના ટકોરા થયા, કિશોરનું મન વાંચતાં વાચતાં ગત્રિત બની ગયું. તેણે રજાઇને બાજુ પર ફેંકી દીધી, અને નોકરને બોલાવ્યો.

" શંકર "

શંકર આંખો ચોળતો ચોળતો આવ્યો, અને બોલ્યો, " શું ભાઇ પાણી જોઇએ છીએ ? "

" ના, બુટ લાવ. "

" આ વખતે ? "

" હા. "

" કેમ ? "

" જરા બ્હાર ચોપાટી તરફ લટાર મારી આવવાનો વિચાર છે. બહુ વાંચવાથી મારૂં મન અકળાઇ ગયું છે. જ્યાં સુધી ઠંડી હવા નહિ મળે ત્યાં સુધી નિદ્રા આવવી મુશ્કેલ છે. "

શંકર, કિશોરના માતા-પિતાના વખતનો જુનો નોકર છે. તેના માતા-પિતા ગુજરી ગયા બાદ તેણે કિશોરની સંભાળ રાખવામાં બાકી રાખી નથી. રાત્રિના વખતે એને બ્હાર જતો જોઇ શંકરનું હૃદય અંદરખાને બળતું હશે, એમ તેની મુખમુદ્રા પરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું. શંકર ડંખાતા હૃદયે બુટ લઇ આવ્યો, કિશોરે હાથમાં લીધા, અને પગમાં બુટ ઘાલતાં ઘાલતાં કહેવા લાગ્યો, " હું હમણાંજ પાછો આવું છું. "

" કિશોરભાઇ, હું સાથે આવું છું, આ અંધારી રાત્રે બ્હાર જવું એ જોખમકારક છે.

" તું ડરે છે શા માટે ? તને ક્યાં ખબર નથી કે મ્હને રાત્રીના વખતે બ્હાર હવા ખાવા જવાનો શોખ છે.

શંકરે બુટની દોરી બાંધતાં બાંધતાં ઉંચું જોઈ કહ્યું, " એ તો ઠીક, પણ, ભાઇ જુઓ મધ્યરાત્રિ થઇ છે ! "

" કંઇ વાંધો નહિ. હું હમણાંજ એક કલાકમાં પાછો આવું છું, તું અહિં મ્હારા રૂમમાંજ સુઇ રહે. "

શંકરે માથું નમાવી કહ્યું, " બહુ સારૂં. " કિશોરે હાથમા લાકડી લીધી અને કમાડ ઉઘાડયું, બ્હાર સર્વત્ર શાન્ત હતું. કાળી રાત્રિ, કંસારી અને ચામા ચીડીયાનાં કર્કશ અવાજો ડગલે ડગલે કર્ણ ગોચર થતાં હતાં, કિશોરે કશાની દરકાર કર્યા વિના, નિર્ભયતાથી ચોપાટીને રસ્તે ચાલતો હતો, ઠંડી પવનની લ્હેરથી એના શ્રમિત મગજને આરામ મળવા લાગ્યો, સડકની બંને બાજુએ હારદોર મ્યુનિસીપલ ફાનસો પ્રકાશ આપતા હતા, અને ત્હેનો દેખાવ આંખને આનંદ આપનારો હતો. કિશોર કાવસજી પટેલના તળાવ આગળથી થઇ, કાકડવાડીની ગલી વટાવી કાંદાવાડીમાં આવ્યો. કાંદાવાડીની લાઇટથી કિશોરને થોડી વાર એમજ થયું કે હજુ તો રાત્રિના આઠજ વાગ્યાં છે. ત્હેના કાનમાં નાયકણીઓના મધુર આલાપો અથડાવા લાગ્યા, અલબેલી મુંબઇ નગરીના ઇશ્કી યુવાનોના ઉતર ચડના અવાજો તે સાંભળવા લાગ્યો. હજુ ન્હાની હોટલો ઉઘાડી હતી. કિશોર થોડા કદમ આગળ ચાલ્યો તો થોડા મીયાં ભાઇઓ ટોળે મળી " હા–હા હી–હી" કરી મુંબઇની દહાડે ગીરનીમાં કામ કરનારી, અને રાત્રે પોતાના અણમોલા સતીત્વને વેચી પેટ ભરવાનો ધંધો કરનારી ઘાટણોની મશ્કરીઓ કરતા હતા.

કિશોર આ સર્વ વટાવી 'મેજેસ્ટીક' સીનેમા આગળ આવી પહોંચ્યો, તે ઝપાટાબંધ આગળ વધ્યો જતો હતો, એટલામાં " ભાઇ ! ઓ ભાઇ ! " ના કરૂણાજનક શબ્દો ત્હેના કાનમાં અથડાયા. કિશોર જ્યાંથી અવાજ આવતો હતો ત્યાં જવા માટે ત્વરાથી ચાલવા લાગ્યો. ત્યાં ફુટપાથ પર ૭ વર્ષની સુકોમળ બાલિકા ચોધાર આંસુએ રડતી એની નજરે પડી. બાલિકા ઠંડીથી ધ્રુજતી હતી. કિશોરને જતો જોઇ

જોઇ તેણે બુમ પાડી, " બાઇ ? ઓ બાઇ ? " કિશોરે તેને ઉંચકી લીધી અને પોતે પહેરેલો ઓવરકોટ કાઢી, તેના નાજુક શરીરરે વિંટાળી દીધો, કિશોરે બાલિકાને ઉંચકી લીધી. થોડુંક ચાલ્યા પછી દિવાના અજવાળામાં કિશોરે તેને નીચે ઉતારી.

" તને ઠંડી બહુજ વાય છે ? "

તેણે જવાબમાં " હા " પાડી અને જોરથી કિશોરના પડખામાં લપાઇ ગઇ.

હું ત્હને મુકી કરી પણ જવાનો નથી. " કિશોરના આ શબ્દોથી એને સંતોષ થયો હોય એમ લાગ્યું. અને તેના મોઢા સામુ તાકીને જોવા લાગી, બાલિકાના આકર્ષક ચ્હેરા અને વસ્ત્ર ઉપરથી, તે કોઇ ધનાઢયની પુત્રી હોય એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું એના માથાના વાળ સોનેરી રંગના હતા, આંખ પાણીદાર અને મોટી હતી. મોઢું ગોળ અને ગૌર હતું એના વાળની લટને પારસી સ્ટાઇલે ગુંથી રેશમી બ્લુ કલરની રીટ બાંધી શણગારી હતી, પગમાં રબરનાં બુટ હતા. તેના કોમળ હસ્તોમાં હાથીદાંતની સફેદ ઝીણી બંગડીયો શોભી રહી હતી અને ગળાની અંદર ગુલાબી રંગનો મફલર વિંટાળેલો હતો, કિશોરે વિચાર કર્યો કે આ બાળાને પોલિસને સ્વાધીન કરૂં તો તે તેને, તેના ઘેર પોંચતી કરશે. તેણે બાળાને પોતાનો વિચાર જણાવ્યો ત્યારે તે ભયથી કંપવા લાગી અને કહ્યું, ના, "મને પોલિસને સ્વાધીન નહિ કરશો, મને એનાથી તો બીક લાગે છે. પોલિસ વાળા તો મારે."

" પણ તને એ ઘેર પોંચાડી દેશે "

" નહિ, મને એ મારે. "

" એમ કોણુ કહે છે ! "

" મ્હારી બા. "

આ જવાબે કિશોરને બોલતો અટકાવ્યો. માતા-પિતા પુત્ર પુત્રીઓને ડરાવવા ખાતાર જણાવે છે કે પોલિસ મારશે, અને એટલાજ કારણથી આ બાલિકા ધ્રુજે છે, એમ કિશોરના ચાલાક મગજે એક પળમાં ગ્રહણુ કરી લીધું.

"તારૂં ઘર ક્યાં છે ?" બાળા થોડીવાર સુધી કિશોર તરફ જોઇ રહી હતી અને પછી ધીરેથી કહ્યું.

"સડક ઉપર."

" તારા બાપનું નામ શું ?"

"મ્હને ખબર નથી."

"તે આખો દિવસ ક્યાં જાય છે ?"

"કચેરીમાં."

કિશોરથી આગળ સવાલો પૂછાયા નહિ. તેણે એક ભાડુતી વિકટોરીઆ વાળાને બોલાવી, બાલિકાને પોતાને ઘેર લઇ ગયો. કિશોરે મન સાથે વિચાર કર્યો કે સ્હવારમાં ઉઠી હું ત્હેના ઘરની તપાસ કરીશ અને તેમ છતાં નહિ પત્તો લાગે તો પેપરમાં જાહેર ખબર આપીશ શંકર હજુ સુધી પોતાના નાના શેઠના રૂમમાંજ જાગતો હતો, કિશોરે સર્વ વૃત્તાંત કહ્યો અને કહ્યું, "આને આરામથી સુવાડ."

"ઠીક સારુ" શંકરે બાલિકાને પાસેના પલંગપર સુવાડી પોતાની કોટડીમાં ચાલ્યો ગયો.

# પ્રકરણ ૨-જું.

## ખૂન.

ડીસેમ્બર મહિનો પુરો થવાની તૈયારીમાં હતો. આજથી કોર્ટો ઓફીસો અને બેંકોમાં 'ક્રીસ્ટ મસ'ની રજા પડવાની છે. સાંજ પડી. પાંચ વાગ્યા. મી૦ મદનલાલ બેરીસ્ટર કોર્ટમાંથી પોતાને બંગલે જવા ઓફીસના દાદરના પગથીઆ ઉતરે છે. તેમના મોઢા ઉપર ખુશાલીના ચિન્હો જણાતા હતા. મદનલાલે મોટરમાં બેસી, શોફરને સેંડહરસ્ટ રોડના બંગલે લઇ જવા વરદી આપી. ભોં...ભોં ના અવાજ કરતી મોટર, થોડીવારમાં બંગલાના કંપાઉન્ડમાંઆવી. મદનલાલ શુમશાન બંગલામાં હર્ષથી પ્રફુલ્લીત ચ્હેરે પેઠો. કોટ અને માથા પરથી હેટ કાઢી પાસેના કોચપર મુકી મુછના આંકડા ચઢાવતો બેઠો. ઘડિઆલમાં છ ના ટોકરા થયા, મદનલાલ બ્હાર ઓટલા પર આતુર ચેહેરે આંટા મારવા લાગ્યો.

"કેમ ! હજુ નહિ આવી ?" તે મનમાં પટપટ્યો.

પ્રિય વાંચકો ! મદનલાલમાં નામ પ્રમાણે ગુણ હતા. "યથા નામઃ તથા ગુણાઃ" તે બોલે ચાલે મીઠો તે દેખાવમાં તે સારા ગ્રહસ્થ જેવો હતો, પણ અંદર રીતે ભયંકર શરીફ બદમાશ હતો, તેની ઉમર આશરે પાંત્રીસ વર્ષની હશે. અત્યાર સુધીમાં કંઇક મહિ-

લાઓના કૌમાર્યનું છેદન તેના પાપી હસ્તોથી થયું હતું. કંઇક લક્ષાધિપતિના નાણાં. સ્વાહ કરી દીધા હતાં. પણ બ્હારથી તે એક ધર્મીષ્ટ અને નિતીવાન ગણાવવામાં બાકી ન રાખતો.

આજ બે મહિનાથી, તેને ત્યાં કામ કરતી. કુસુમ પર તેની દાનત બગડી હતી. ગરિબડી કુસુમ દુઃખની મારી આ કાળા નાગના પંજામાં ફસાઇ હતી. લગભગ બે વર્ષ પહેલા મદનલાલ પોતાને ગામ શ્યામપુરમાં આવેલો, ત્યારે પોતાની પડોસમાં રહેતા વણીક સુંદરલાલની પત્નીને ત્હેના પતિના મૃત્યુ પછી, આજી વિકાનું સાધન નહિ હોવાથી મદનલાલને આસરે આવી હતી. મદનલાલે પોતાના માયાળુ શબ્દોથી, ત્હેને શાંત્વન આપ્યું, ને, કુસુમને પોતાની સાથે મુંબાઇ લઇ આવ્યો. કુસુમ, મદનલાલની પત્ની પ્રભાને ઘર કામમાં મદદ કરતી, અને નાનકડી સરયુને રમાડતી. આ પ્રમાણે ભાગ્યચક્રના ચક્રમાં સપડાયલી કુસુમે બે વર્ષ પસાર કર્યાં. કુસુમ હવે યુવાવસ્થામાં પૂર્ણ રીતે આવી ચૂકી હતી. ત્હેના પ્રત્યેક અંગમાં યૌવનનો સંચાર થયો હતો. તે સાક્ષાત રતીનો અવતારજ હોય એમ લાગતું હતું. આ સર્વે, એ મદનલાલના મદનથી ભરપુર મગજને અવ્યવસ્થિત બનાવી દીધું હતું કુસુમે અનેકવાર, મદનલાલને શાણી શિખામણ આપી. ઠેકાણે આવવા સમજાવ્યો હતો. પણ અફસોસ! પત્થર પર પાણી.

આજે મદનલાલે, કુસુમને. સરયુને તેડી સેન્ડહરસ્ટ રોડના બંગલે આવવા કહ્યું હતું જ્યારે મદનલાલ ઉપર પ્રમાણે મન સાથે વિચારો કરતો હતો એટલામાં એક નવયુવાન સ્ત્રી અને છ વર્ષીયા બાલિકાએ બગીચાના દ્વારમાં પ્રવેશ કર્યો. મદનલાલની ચપળ ચક્ષુઓ એ તરતજ જોયું.

"હા ! આવી તો ખરી. આજે તો હવે નક્કીજ મ્હારૂં ધાર્યું કરીશ."

કુસુમ અને સરયુ એ બંગલામાં આવી કોચપર સ્થાન લીધું. થોડીવાર તો ત્રણેમાંથી કોઇએ પણ શબ્દનો ઉચ્ચાર પણ નહિ કર્યો. આખરે મદનલાલની ધીરજ ખૂટી, તેણે કહ્યું.

"કુસુમ !"

"બોલો ! શું છે ?"

"વ્હાલી ! હવે મ્હને તું વધુ નહિ તલસાવ."

"ચુપ કરો ! પાછી ફરીને એજ વાત ?"

"હા ! મ્હારી હૃદયેશ્વરી ! હું તારૂં રુપ જોઇ દિવાનો બન્યો છું ?"

"ભાઇ મદનલાલ......"

„ચુપ ! ભાઇ નહિ પણ કહે 'પ્રાણનાથ'."

"શિવ ! શિવ ! હું શું સાંભળું છું મ્હારા અન્ન દાતાના મુખમાં આવા શબ્દો !"

"હા ! મોહિની ! અન્ન દાતા નહિ પણ હું ત્હારો પ્રેમનો ભિક્ષુક છું."

' મ્હારો પ્રેમ ? ના—નહિજ કોઇ પણ કાળે તેમ બનશેજ નહિ !"

"ઠીક છે ! આ શીયળવંતીની પૂછડી, મ્હને છંછેડવામાં સાર નહિ કાઢે !"

"આપ તે કરો પણ હું તમારી મલિન વાસનાને આધિન નહિ થાઉં."

૧૨૧૦૬



"ઠીક છે ! તો જોઇ લે !" આમ કહી મદનલાલે, કુસુમના શરીર પર ધસારો કર્યો. કુસુમે, શીયળના રક્ષણાર્થે પાસે પડેલી ખુરશી મદનલાલ સ્હામે ઉગામી, પણ એટલામાંજ પાપાત્માએ પાટ-લુનના ખીસ્સામાંથી રીવોલ્વર કાઢી તેના સ્હામે તાંકી, એકદમ અવાજ થયો. કુસુમનો જીવાત્મા ત્હેના સુકોમળ દેહને ત્યાગી ઇશ્વરના દર-બારમાં જતો રહ્યો.

કુસુમના દેહને રક્તમાં તર બોળ થઇ ગએલું જોઇ મદનલાલ એ બાહ્વો બની ગયો.

"હવે શું કરવું ?" એ વિચારે ત્હેના હૃદયને હચમચાવી મુક્યું,

એ બાકળો મદનલાલે આમતેમ જોયું તો સર્વત્ર શાન્ત થઇ ગયું હતું. ફક્ત ઘડિયાળનો ટક-ટક અવાજ થતો હતો. મદનલાલે સરયુને ત્યાં ન જોઇ. તેણે સર્વ ઓરડાઓ ખોળ્યા, બગીચામાં શોધી પણ સરયુનો પત્તો નહિ લાગ્યો. "હવે હું પ્રભાને શું જવાબ દઇશ ?" એ દ્વીતીય સવાલે ત્હેને ચિત્ત ભ્રમ બનાવી મુક્યો.

વાંચકો ! જ્યારે મદનલાલ અને કુસુમ વચ્ચે ચકમક ઝરવાની શરૂઆત થતી હતી. ત્યારે નાદાન બાલિકા બાગમાં રમવા દોડી ગઇ. થોડીવાર આમતેમ ફૂલો ભેગા કરી, રમતની ધૂનમાં ને ધૂનમાં આગળ ધપી, સરયુ બ્હાર નીકળી ફુટપાથ પર આગળ વધવા લાગી નિર્દોષ બાલિકાને પોતે ક્યાં જાય છે ત્હેનું ભાન ન રહ્યું.

આડી આવતી સ્ટ્રીટો પસાર કરી તેણી મુંબઇના મશહુર 'મેજે-સ્ટીક' સીનેમા આગળ આવી પહોંચી પાણીની તૃષાએ તેને ભાન

આણ્યું. સરયુ બેબાકળી બની 'કુસુમ-કુસમ' ની બુમો પાડી, પણ કોણ સાંભળે? આખરે ભૂલી પડેલી બાળાએ રુદનનો આશરો લીધો સીનેમા ખલાસ થયો. મુંબઇના શોખીન જનો પોતપોતાના ઘર ભણી જવા લાગ્યા. કોઇ પણ પથીકે આ નિર્દોષ બાલિકાનો રડવાનો ધ્વની સાંભળ્યો નહિ આખરે આપણી વાર્તાનો નાયક કિશોર મગજને શાંન્તી આપવા લટાર મારવા જતો હતો, ત્હેના કોમળ હ્રદયમાં દયાનો સંચાર થવાથી બાલિકાને ઘેર લઇ ગયો પછી શું થયું તે તમે સારી રીતે જાણો છો.

---

# પ્રકરણ ૩—જું.

## વ્યાકુળતાની પરમાવિધિ.

કિશોરને આખી રાત્રિ નિંદ્રા નહિ આવી, મગરકું થયું, શીતળ વાયુએ ત્હેની આંખોમાં ઘેન પસરાવી દીધું. કિશોર આઠ વાગ્યા ત્યારે ઉઠયો. બાલિકા ટેબલ આગળ બેસી કિશોરની પ્રતિક્ષા કરતી હતી. કિશોને જોતાંજ મેજ પરથી કુદી પડી ત્હેના પગને વળગી પડી, અને બોલી, "ભાઇ મ્હને ભુખ લાગી." ટેબલપર શંકર નાસ્તો કયારનો એ મુકી ગયો હતો, તે જોતાંજ કિશોરે કહ્યું, તેં ખાઇ કેમ નહિં લીધું?"

"નહિ, હું દરરોજ મ્હારા બાપુ સાથે ખાઉં છું. આજ ત્હમારી સાથે ખાઇશ."

કિશોરે જોયું કે બાલિકા વયે નાની પણ અતિ તીવ્ર બુદ્ધિની છે. કિશોરે ખુરસી પર બેસી ટેબલપરના નાસ્તાની તાસક હાથમાં લઇ બાલિકાને આપી, અને બીજી પોતે લીધી એકાએક ખાતાખાતા બાલિકાને પૂછ્યું.

" બ્હેન ત્હારૂં નામ શું ? "

બાળાએ મોં નીચુ કરી કહ્યું, " મ્હારું નામ સરયુદેવી છે. "

" સરયુ કે સરયુદેવી ? "

" સરયું નહિ સરયુદેવી કહો, મ્હને મ્હારી બાએ કહ્યું છે કે સરયુદેવી કહે ત્યારે જવાબ આપવો. "

ચાલાક કિશોર સમજી ગયો કે 'દેવી' જરૂર એની ન્હાની બ્હેન હોવી જોઇએ, છતાં પણ તેણે પૂછ્યું. " દેવી કોણ છે ? "

બાળા મ્હારી તરફ જોઇ હસવા લાગી, અને કહ્યું. " ત્હમને ખબર નથી ? એ મ્હારી નાની બ્હેન છે; હજી એને બોલતા પણ નથી આવડતું, તે રોટલાને 'લોતલો' કહે છે. "

આટલી વાત થઇ સાથે નાસ્તો પણ પુરો થયો. કિશોરે બાલીકાને નેપ્કીનથી હાથ લુછતાં પુછ્યું, " ત્હારે ઘેર જવું છે ? "

બાળા આનંદથી કૂદવા લાગી અને કહ્યું.

" હા ! જવું છે ! જવું ! "

એટલામાં શંકરે વર્ષથી રૂમમાં પ્રવેશ કર્યો અને કહ્યું.

" બાલિકાના ઘરનો પત્તો લાગ્યો ! "

" કેવી રીતે ? " કિશોરે આતૂરતાથી પૂછ્યું.

" એના ફ્રોકના અંદરના ખીસ્સામાંથી આ કાગળ હાથ આવ્યો છે " આટલું કહી નિમકહલાલ નોકરે કિશોરના હાથમાં કાર્ડ મુક્યું. તેના પર આ પ્રમાણે લખ્યું હતુ. " મદનલાલ પી. શ્રોફ. નં૦ ૯ સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ " કાર્ડપરના શબ્દો વાંચતા કિશોની ચિંતાઓ નાશ પામી.

" સરયુદેવી ! બેસો હું તમારે સારૂં ગાડી લઇ આવું. "

તરતજ કિશોર એક ભાડુતી વિકટોરીઆ લાવ્યો, તેણે ખિસ્સામાં થોડા પૈસા નાખ્યા અને બાલિકાને લઇ ગાડીમાં બેસી ચાલતો થયો.

બાલિકાનું સરનામુ ચોકખું અને ખરૂં હોવાથી કિશોરને કશી મુઝવણ ન પડી. બાલિકા એનું ઘર ઓળખી ગઇ અને આનંદથી તાળીઓ પાડવા લાગી તે બોલી " આ ઘર આવ્યું. આ ઘર આવ્યું, " આટલું કહી તેણે આંગળીથી ઘર બતાવ્યું. બાગના બારણામાં સોનેરી અક્ષરોથી અંકીત " મી૦ મદનલાલ પી. શ્રોફ. બાર–એટ–લૉ " નું પાટીયું હતું.

કિશોરે ગાડી ઉભી રખાવી, બાલિકાને લઇ બંગલામાં પ્રવેશ કર્યો. ગાડીવાળાને ઉભો રહેવાનો સંકેત કરી કિશોર બાલિકાની પછવાડે ચાલ્યો, બાળા આગળ ચાલતી, પોતાના ઘરનો રસ્તો બતાવતી હોય એમ માર્ગદર્શીકાના લટકાથી આગળ વધતી હતી. તે વચ્ચે વચ્ચે બોલતી હતી કે, " આ તરફ આવો આ તરફ "

આંગણામાંજ એક યુવતી ઉભી હતી તેના મોઢા ઉપર વ્યાકુળતા અને ચિન્તાની સ્પષ્ટ રેખાએ નજરે પડતી હતી, બાલિકાપર દૃષ્ટિ પડતાંજ તેણી દોડી આવી, અને " સરયુ, સરયુ " કહેતી બાલિકાને " ચુંબનો " ના વર્ષાદથી વધાવી લીધી.

" બા, હું આવી "

પેલી સ્ત્રીના આંખમાથી અશ્રુઓ વહી જતા હતા. બીજી બાજુ પર તે તેની સરયુને ચુંબન પર ચુંબન કરતી હતી. આ માતૃવાત્સલ્યનો દેખાવ જોઇ કિશોરનું હૃદય પુલકિત બની ગયું.

સરયુ પોતાની માતાને મળતા ક્ષણભર માટે કિશારને ભૂલી ગઇ, પણ એકાએક તે માતાની કેડમાંથી ઉતરી આવી તેની માતને કિશોર તરફ આંગળી કરી કહ્યું.

" બા ! આ ભલા માણુસ છે. એમના ઘરમાં હું આખી રાત સૂતી હતી. ''

પેલી સ્ત્રી માથુ નમાવી પ્રેમભરી દૃષ્ટિએ મારા તરફ જોઇ કહયું. ' ભાઈ! હું તમોને શું આશીર્વાદ આપું ? મ્હારૂં એકેએક રૂવાડું આપનું ભલું ઇચ્છે છે. અમારા વિયોગની ઘડીઓ કેમ અને કેવી રીતે પસાર થઈ છે તે અમારો આત્માજ જાણે છે આવો અંદર સરયુના પિતા તમોને જોઇ આનંદીત થશે. "

બ્હેન ! જે કાંઇ મ્હેં કર્યું છે તે મ્હારૂં કર્તવ્યજ સમજીને કર્યું છે. ચાલો હવે હું રજા લઇશ."

"ભલા ! ભાઇ ! જરા અંદર તો આવો. પાંચ મિનીટ તો અમારા ઘરને પાવન કરો."

કિશોર ચુપચાપ અંદર ગયો. સરયું તો સર્વના કરતાં પહેલાંજ પોતાના પિતા પાસે પહોંચી ગઇ હતી. મદનલાલ પોતે બ્હારજ આવતા હતા. તે એકીદમ હર્ષથી બોલી ઉઠયા, "તમે મ્હારા અમુલ્ય રત્નને બચાવ્યું છે."

કિશોરે શીર ઝૂકાવી કહ્યું, "એતો મ્હારું કર્તવ્ય હતું, તેમાં મ્હેં કંઇ વિશેષ કર્યુંજ નથી."

કિશોરે સરયુને એકદમ ઉંચકી લઇ પૂછ્યું, "કેમ! સરયુદેવી ઘેર આવ્યાંને?"

"હા! મ્હારા મોતામાંઇ! ત્હમારી ભલમનસાઇથી ઘેર આવી." આવું લાંબુ વાકય સાંભળી સર્વ હસી પડયાં.

"ચાલો મી. કિશોરચંદ્ર! અંદર આવો."

કિશોર–હર્ષઘેલો કિશોર આ ઇનવીટેશનનો અસ્વીકાર ન કરી શકયો. આ વખતે કિશોરના હૃદયમાં માન અને પ્રસન્નતાનો સહયોગ થઇ રહ્યો હતો. વિખૂટા પડેલા હૈયાંનો મેળાપ કરાવવો એ પરમ ધર્મ છે આથી સુખ અને યશ બન્ને મળે છે.

કિશોર તરતજ જાણી ગયો કે સરયુદેવીના માતા પિતા ત્હેના વિયોગથી વ્યાકુળ બની ગયાં હતાં. પુત્રીનો મેળાપ થયા છતાં મદનલાલ અને ત્હેમની પત્ની પ્રભાના ચ્હેરાપર વ્યાકુળતાના ચિન્હો સ્પષ્ટ રીતે માલમ પડતાં હતાં તેઓ વારંવાર એક બીજાના સ્હામું જોતાં હતાં, અને કિશોર તરફ આડી નજરે જોઇ લેતાં હતાં આ સર્વ તરફ કિશોરે જરા પણ લક્ષ નહિ આપ્યું.

કિશોરને તેડી દંપતી અંદર ગયા, ત્યાં તેનો નાસ્તાથી, તથા ન્હાપાણીથી આદર સત્કાર કર્યો. બપોર પુરી થઇ, અને સંધ્યા દેવીનું આગમન થયું. મુંબઇના અલબેલા શહેરીજનો ચોપાટી, હેંગીંગ ગાર્ડન, બેન્ક સ્ટેંડ કે એપોલો બંદર તરફ ફરવા નીકળી પડયા, મદનલાલે પણ પોતાના નવા અતિથી તથા પત્ની પ્રભાદેવી સાથે બ્હાર જવા મોટરમાં બેઠા.

"મી૦ કિશોરચંદ્ર આજની રાત અમારે ત્યાંજ ગાળો. સરયુદેવી પણ તમોને રાખવા આગ્રહ કરે છે.

"ના ! શેઠજી ! કોઇક બીજી વખત ત્હમારે ત્યાં રહીશ. મ્હારો નોકર શંકર મ્હારી રાહ જોતો હશે."

"તેમાં શું ? ઘેર વળતાં કહી દેજો કે 'હું નથી આવનાર'."

કિશોરને આ વાત ગમી તેણે રહેવા કબુલ કર્યું.

એપોલો બંદરપર આમ તેમ ફરી મદનલાલ પોતાના સહપત્ની તથા કિશોર સાથે પોતાના બંગલે આવી પહોંચ્યા. આ વખતે રાત્રીના આઠ વાગ્યાનો અમલ થયો હતો.

મદનલાલ અને કિશોરે ભોજન કર્યું. જમણ ઉંચા પ્રકારનું હતું જમીને તાંબુલ ભક્ષણ કરી, બન્ને જણા વાતે વળગ્યા. વાતો કરતાં અગીયાર વાગ્યા. કિશોરે કહયું. " મ્હને નિંદ્રા આવે છે "

મદનલાલે નોકરને બુમ મારીને કહયું.

" ન્હાવાના ખંડની પાસેના બીજા રૂમમાં બીછાનું કર. "

નોકરે કહયું, " બહુ સારૂં. "

સરયુ હજુ જાગતી હતી, તેણે કયું.

" ભોળા ! સફેદ ચાદર પાથરજે "

મદનલાલ હસી પડયા, અને બોલ્યા,

" જો ! ભોળા ! સરયુદેવીનું કહયું ધ્યાનમાં રાખજે. "

ભોળો બિછાનું કરવા ચાલતો થયો. થોડીવારમાં ભોળાએ આવીને કહયું કે, " શેઠજી ! બિછાનું તૈયાર છે. "

આટલું સાંભળી બટક બોલી સરયુ, કિશોરની માર્ગદર્શીકાં થઇ સુવાનાં ખંડમાં લઇ ગઇ. કિશોરને પલંગ બતાવી તે પાછી વળી. થોડી વારમાંજ તે પાછી હાંફ્તી હાંફ્તી આવી અને કહેવા લાગી, "કિશોરભાઇ ! બાજુમાંજ અમારી દાસી કુસુમ.........આ વાકય પુરું ન થવા પામ્યુ. તરતજ પ્રભાદેવીએ પ્રવેશ કરી તેને પકડી લીધી અને કહ્યું, "ચબાવલી ! તું બહુજ નટખટ થઇ ગઇ છે. હજુ સુધી હને ઉંઘ નથી આવતી. ચાલ સુઇ જા."

ઉપલા શબ્દોએ કિશોરના મનમાં ઉત્પાત મચાવી મુકયો. આખરે તે શ્રી હરિનું નામ લઇ સુઇ ગયો.

---

# પ્રકરણ ૨—જું.

## કપટજાળ.

"ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે."

કિશોર પલંગ પર પડયો, પડતાંજ તે તુરત નિદ્રાને આધીન થઇ ગયો. સર્વત્ર શાન્તી પથરાઇ ગઇ હતી. ચંદ્રમાંનો ઉદય થયો હતો. નિશા પતિના રૂપેરી કીરણોમાં સમગ્ર પૃથ્વી સ્નાન કરી રહી હતી. મુંબઇના લત્તાઓમાં હજુ પણ શાન્તીને સ્થાન ન્હોતું મળ્યું. એ વાગ્યાના સુમારે કિશોર જાગ્યો, તેનો આખો રૂમ દુર્ગંધમય વાસથી ભરપુર જણાયો.

કિશોરને એકદમ ચકરી આવી ગઇ તેણે બ્હાર નીકળી ઠંડી હવામાં ફરવાનો વિચાર કર્યો. તે બારણા તરફ ગયો. બારણું ખેંચ્યું, પણ હાય નસિબ! બારણું બ્હારથી બંધ હતું, કિશોરને તુરતજ જણાયું કે જરુર આમાં કંઇક કપટ છે:—જરૂર કંઇ ગુઢ રહસ્ય છે.

માનુષી પ્રકૃતિનો એવો ગુણ છે કે થોડો સંદેહ પડે છે તો આગળ તપાસ કરવાનું મન થાય છે, અને તે સંદેહનું સમર્થન કરવાનું મન થાય છે. કિશોરના ચાલાક ભેજાને પતિ—પત્ની વચ્ચે થયેલા સંકેતો યાદ આવ્યા, અને વિશેષ રહસ્ય લાગવા માંડયું. કિશોરે રૂમમાં આમતેમ ફરવું શરૂ કર્યું. તેણે ખૂણે ખૂણા શોધ્યા. આખરે તેણે નક્કી કર્યું કે દુર્ગંધી પાસેના રૂમમાંથી આવે છે. કિશોરે બટન દાબી લાઇટ કરી. ઇલેકટ્રીકનો સર્વત્ર પ્રકાશ થઇ રહ્યો. અજવાળામાં તેના ચપળ ચક્ષુઓએ પાસેના ખંડનું દ્વાર તરતજ જોયું.

જ્યારે તે દ્વાર પાસે આવી પહોંચ્યો, ત્યારે વધારે દુર્ગંધિ આવવા લાગી કિશોરની ટેવાઇ ગએલી નાસિકાએ એકદમ નક્કી કર્યું કે જે છે તે આમાંજ છે. દ્વાર બંધ હતું, પણ કિશોરનો હાથ અડકતાજ ખુલ્લી ગયું. કિશોર ધીરેથી અંદર ગયો. તેણે શું જોયું ?

કિશોરના આશ્ચર્ય અને ભયની સિમા ન રહી ત્યાં ભોંયપર એક નવયુવાન યુવતિની લાશ રક્તમાં તરબોળ થઇ પડી હતી. પાસેજ પીસ્તોલ પડી હતી. કિશોરને તુરતજ થયું કે આ એની સાથે દગો રમવામાં આવ્યો છે, અને આ ખૂનનો અપરાધી ઠરાવી પોતે મુક્ત થવા માગે છે. કિશોરના મગજમાં તરતજ થયું કે "શું ભલાઇનો બદલો આમ ?" વારંવાર તેના મગજમાં આ પ્રશ્ન આવવા લાગ્યો, કિશોર લાશ આગળ પાષાણની પ્રતિમા સરખો ઉભો રહ્યો. થોડી પળ તેણે મુડદાના મુખ તરફ એકી ટસે જોયું, અને પછી તરતજ તેણે પાસે પડેલી પિસ્તોલ હાથમાં લીધી. પિસ્તોલમાંથી એકજ ગોળી વપરાઇ હતી. તેણે પિસ્તોલ જેમ હતી તેમ પાછી મુકી દીધી. કિશોરને યાદ આવ્યું કે નાસ્તા વખતે પતી–પત્નીના મુખો પર વ્યાકુળતાના ચિન્હો હતા, તાણ કરીને રોકવાનું કારણ પણ આજ, ભલી સરયુ મ્હને કહેવા આવી, ત્યારે પ્રભાદેવીએ રોફમાં ડબાવી દીધી હતી. આખરે ઉપકારનો બદલો અપકારથી વળ્યો.

આખી રાત્રિ કિશોરને નિંદ્રા નહિ આવી. પ્રાતઃકાળમાંજ પોલિસ ઇન્સપેક્ટરે આવી કિશોરના હસ્તમાં હાથ કડીઓ પહેરાવી દીધી, અને કહ્યું, "ઓ ! સફેત શાહુકાર ! આવો બ્હાર ગાડી તૈયાર છે."

કિશોર પર કુસુમના ખૂનનો અપરાધ લાગુ પડ્યો. પ્રબળ પ્રમાણ અને ખૂન કરતા નજરે જોએલો છે એવા પ્રબળ પ્રમાણો, તથા સાક્ષીઓ, નિર્દોષ કિશોરની વિરૂદ્ધ લાવવામાં આવ્યા. કિશોર વારંવાર સર્વના રક્ષક શ્રીહરિને પ્રાર્થના કરવા લાગ્યો કે.

"મગર મુખથી હુસ્તીને, મોક્ષ તેં આપ્યો હતો,
ભકત પ્રહલાદને પ્રભુ, સ્થંભેથી ઉગાર્યો તો.
એવા દયાળુ દિનબંન્ધુ આશા મ્હને એક ત્હારીછે,
આ પાપીઓના ફંદેથી, શ્રીહરિ તુંજ તારી લે."

વકીલ બેરીસ્ટરોનાં ઉલટપાલટ સવાલોથી કિશોરનો આત્મા નિર્બળ બની ગયો હતો તેણે પોતાના મન સાથે નકકી કર્યું જરૂર આમાં મૃત્યુ થશે. નિમકહલાલ શંકરે તાર કરી કિશોરને બચાવવા કિશોરના કાકાને બોલાવ્યા હતા, પરંતું સર્વ વ્યર્થ, છેવટમાં કિશોરને એની તરફના સાક્ષીઓ લાવવાનો વખત આવ્યો. શંકરે કિશોરના વકીલને સર્વ વાતે માહિતગાર કર્યો હતો. એણે સૌથી પહેલાં સરયુનું નામ યાદ કરી, સાક્ષીમાં પ્રથમ લાવવા જણાવ્યું. સરયુને કોર્ટમા જોતાંજ મદનલાલનો ચ્હેરો ફીકકો પડી ગયો, મદનલાલે એના પાપ કર્મનો ટોપલો, નિર્દોષ કિશોરને ઓરાઢયો હતો. મદનલાલે કહ્યું હતું કે, "મ્હેં એને પિસ્તોલ ફોડતાં જોયો હતો."

કિશોરના વકીલે સરયુને પૂછ્યું, "ત્હમારૂં નામ શું?"

"સરયુદેવી."

"ત્હમારા પિતા કોણ છે?"

સરયુએ મદનલાલની તરફ આંગળી ચીંધી વકીલને બતાવ્યું.

"આ કોણ છે?" વકીલે કિશોર તરફ આંગળી કરી પૂછ્યું.

"એ મ્હારા ભાઇ છે! હું એમને ત્યાં આખી રાત સુતી હતી."

"ઠીક! સરયુદેવી ત્હમે ભોળાને ચાદર પાથરવાનું કહેવા ગયા ત્યારે ઓરડામાં શું જોયું હતું?"

સરયુદેવીએ મદનલાલની તરફ સંકેત કરી કહ્યું, "મ્હને મ્હારા પિતાજી મારશે."

"કોઇ નહિ મારે સર્વ સાચું કહો, એટલે તમને તમારો ભાઇ બોલાવશે."

"ભાઇ! ત્હમે મ્હને બોલાવશો ?"

કિશોરને બાળાએ આતુરતાથી પૂછયું.

"હા બોલાવશે" વકીલે પ્રત્યુત્તર આપ્યો.

"ભાઇની પાસેના ખંડમાં મ્હારી આયા કુસુમ સૂતી હતી. તેનું શરીર લાલ રંગથી રંગાયું હતું. મેં એને બોલાવી પણ તે ઉંઘણસી જરાએ બોલી નહિ."

બાલિકાનો જવાબ સાંભળી સર્વ હસી પડયા. આ હાસ્યમાં મદનલાલે તથા પ્રભાદેવીએ જરા પણ ભાગ ન લીધો.

"બોલો! કુસુમની પાસે કંઇ પડયું હતું ?"

"હા! લોખંડનું કંઇક રમકડું પડયું હતું."

"આજ હતું કે બીજું ?" વકીલે પીસ્તોલ બતલાવતા કહ્યું.

"હા–હા આજ હતું."

"આ વખતે ભાઇ કયાં હતાં."

"ભાઇ ?"

"હા."

"તે બ્હારના ખંડમાં પિતાજી સાથે વાતો કરતા હતા."

વકીલે પોતાની ઉલટ તપાસ કરી, નામદાર કોર્ટને 'અદલ ઇન્સાફ' આપવા અરજ કરી.

મદનલાલ અને પ્રભાના મુખપરથી લોહી ઉડી ગયું હતું, ત્હેમનાં પાપી મુખો ફીકકાં પડી ગયાં હતાં.

"સરયુદેવી! કુસુમ સુઇ રહી છે. એમ તમે ત્હમારી બા કે પિતાજીને કહ્યું હતું ?" જડજ સાહેબે સવાલ પૂછયો.

"હા. મ્હેં મ્હારી બાને કહ્યું હતું."

"પછી ?"

"પછી મ્હને બા અંદર લઇ ગઇ અને કોઇને આ વાત નહિ કહેવા કહ્યું".

સરકારી ડૉકટરે અભિપ્રાય આપ્યો કે લાશનું ખુન આરોપીના પકડાયા પહેલા ૪૮ કલાક પર થયું છે.

આરોપીના વકીલે પુરવાર કર્યું કે કિશોર તો રવિવારે સવારે દશ વાગે મદનલાલને ઘેર સરયુદેવીને મુકવા ગયો હતો.

નામદાર જજે તથા જ્યુરીએ સર્વાનુમતે કિશોરચંદ્રને નિરપરાધી ઠેરવ્યો.

કિશોરચંદ્ર, મદનલાલને ઘેર સરયુદેવીને મુકવા ગયો. ત્યારે પ્રભાદેવી અને મદનલાલે ત્હેનો ઉપકાર ભૂલી જઇ પોતાનું કર્મ છુપાવવા ત્હેને આગ્રહ કરી રોકયો, અને નિર્દોષ કિશોરને ફાંસીના માંચડાનો માર્ગ બતાવ્યો, પણ ઇશ્વરની લીલા અગાધ છે, 'ખાડો ખોદે તેજ પડે' છેલ્લી ઘડીએ બાળક સરયુએ કિશોરની ભલાઇનો બદલો આપ્યો, અને એને ફાંસીને લાકડે ચઢતા બચાવ્યો.

* * *

થોડા દિવસ પછી વર્તમાન પત્રોમાં આવ્યું કે, 'મદનલાલ પી એચ્ડ્ બાર-એટ-લોને ત્હેની ચાકરડી કુસુમના ખુનના ગુન્હા બદલ જન્મ દેશનિકાલની સજા કરવામાં આવી છે.

**"મિથ્યા મદે અંધા થઇ પાપીઓ ફુલાઇ છે."**
**કુદરત તણા ફટકા થકી, આખરે પસ્તાય છે.**

# સમાપ્ત.

—ઘર ઘરનો શણગાર.—

# ચતુર સુંદર સ્ત્રી વિલાસ

અથવા

## મનહર સરળ ગરબાવળી.

મૂલ્ય માત્ર દશ આના.

આ ગરબાવળી આધુનિક સમયને અનુસરી પ્રગટ કરવામાં આવી છે જેની અંદર ગૃહસ્થ સ્ત્રીઓ અને બાળાઓને આપવામાં આવતું સંગીતનું જ્ઞાન જેને માટે જોઇતા સ્ત્રીપયોગી ગાયનો, ગઝલો, ગરબાઓ વિગેરેનો મોટો સંગ્રહ કરવામાં આવ્યો છે જેમાં સીતાજીની કાંચળી વૈદરભી વનવાસ સત્યભામાનું રૂષણું, રાધાજીના વિવાહ, લગ્નના ગીત. અધરણીના મોશાળા, જનોઈ વીગેરે વખત વખતને અનુસરી એટલી તો ઉપયોગી બનાવી છે, તેના પ્રમાણમાં કીંમત કાંઈજ નથી, ગ્લેઝડ કાગળ ઉત્તમ આર્ટપેપરના ટાઈટલ સાથે.

આજેજ લખો,

ગુજરાતી સાહિત્ય મંદિર

સલાબતપુરા—સુરત.

છપાય છે  થોડા વખતમાં બહાર પડશે.  છપાય છે

સંસારમાં મસ્ત બની છેવટે સાધુ જીવન
ગ્રહણ કરનાર સંત પુરૂષ.

# મહાત્મા તુલસીદાસ

સચિત્ર પાંચ ચિત્રવાળું તેમનું જીવનચરિત્ર સરસ
ભાષામાં લખાયલું છે !

**મુલ્ય માત્ર આઠ આના.**

## વળી બીજુંજ

વેષ્યાના પ્યારમાં ફસાઈ પોતાનું જીવન ધુળમાં
મેળવનાર પાછળથી પસ્તાઇ ભકિતનો માર્ગ
સ્વીકારી અમરતા પ્રાપ્તકરનાર

# ભક્ત સૂરદાસ.

નું જીવન વૃત્તાંત પાંચ સુંદર ચિત્ર સાથે પ્રસિધ્ધ
થશે તાકીદે ગ્રાહક થાવ.

**મૂલ્ય માત્ર આના આઠ.**

પ્રકાશક,
ગુજરાતી સાહિત્ય મંદિર.
સલાબતપુરા—સુરત.

| | |
|---|---|
| કાળરાત્રીનું ખુની ખંજર ભા. ૧-૨ | ૬-૦ |
| રણઘેલા રજપુતો ભા. ૧-૨ | ૬-૦ |
| રાજપૂતોની રંગભૂમિ | ૩-૪ |
| રંગજી દોલા | ૩-૮ |
| રાજા રામકૃષ્ણ | ૩-૪ |
| વેર વસુલ ભા. ૧ થી ૪ | ૧૨-૦ |
| દક્ષિણનો વાઘ | ૩-૦ |
| ચમત્કારી ગુફા ભા. ૧-૨ | ૬-૦ |
| સૌંદર્ય જ્વાળા ભા. ૧-૨ | ૩-૪ |
| ચમત્કારી ખુન | ૨-૦ |
| આગ્રાનો ખજાનો | ૨-૦ |
| શેર લોક હોમ્સના સાહસ કર્મો | ૨-૦ |

**સ્ત્રી ઉપયોગી.**

| | |
|---|---|
| સતીમંડળ ભા. ૧-૨ | ૭-૦ |
| પતીવ્રતા સતીઓ | ૩-૮ |
| નવનારી | ૨-૮ |
| સુંદરી સૌભાગ્ય સર્વસ્વસચીત્ર | ૩-૮ |

એ સિવાય તમામ નવલકથાઓ મળે છે.

**પારસી સંસારી નવલકથાઓ**

| | |
|---|---|
| પાક શાસ્ત્ર | ૩-૦ |
| દુઃખી દાદીઆ | ૭-૦ |
| આફતાપર કોઇતું | ૭-૦ |
| ગુલવાડીનું ગુલાબ | ૫-૦ |
| ગુલીસ્તાનનું ગુલ | ૫-૦ |
| માફી ચવિત્રી | ૪-૦ |
| બોસ્તાનનું બુલબુલ | ૫-૦ |
| મુશકીલ આશાન | ૫-૦ |
| સોનારણ | ૫-૦ |
| કરને જો | ૨-૮ |
| ભુલભુલામરી | ૨-૮ |
| અકલના સમુદર | ૨-૮ |
| ગોરૂ વિલાયત | ૫-૦ |
| બેમાન સંગ્રહ | ૫-૦ |
| કોણ સરસ વારીઆનો વીલું કે પટેલનો પીલું | ૫-૦ |
| સમરકંદનો શાહજાદો | ૨-૦ |
| દાદી શેઠનો દીકરો | ૩-૦ |
| હાજીબાબાના સાહસ કર્મો | ૩-૦ |
| અહંગ ઉઠાવગીર ભાં. ૧,૨. | ૪-૦ |
| રમુજી ફકરાસંગ્રહ | ૨-૮ |

એ સિવાય હિંદી, સંસ્કૃત અને શાળાપયોગી પુસ્તકો પણ મળે છે એક વખત ઓર્ડર આપી ખાત્રી કરવા ભલા મણુ છે.

મળવાનું ઠેકાણું

**"ગુજરાતી" સાહિત્ય મંદિર.**

સલાબતપુરા સુરત.

# ઘરનો શણગાર અને લાયબ્રેરીની શોભારૂપ અત્યુત્તમ પુસ્તકો.

### કાવ્યો?

| | |
|---|---|
| કુંજ-વિહાર (શા. બા. હરિલાલ હર્ષદરાય કૃત) | ૫-૦ |
| કલાપીનો કેકારવ | ૪-૦ |
| દીવાને સાગર | ૩-૦ |
| કાવ્ય માધુર્ય | ૩-૦ |
| લલીતના કાવ્યો | ૧-૦ |
| સ્નેહ મુદ્રા | ૧-૮ |
| મેઘ દુત (સચિત્ર) | ૩-૦ |
| ગીત ગોવીંદ | ૧-૮ |

### નાટકો.

| | |
|---|---|
| મેવાડ પતન | ૧-૪ |
| આર્યોત્કર્ષક | ૧-૦ |
| જયા જયન્ત | ૧-૮ |
| રાઇનો પર્વત | ૧-૮ |
| રામ વિયોગ | ૧-૪ |
| ગુપ્ત પાણ્ડવ | ૫-૦ |

### નવલકથાઓ.

| | |
|---|---|
| ગુજરાતનો નાથ | ૪-૮ |
| પૃથ્વી વલ્લભ | ૧-૮ |
| કોનો વાંક | ૩-૦ |
| મ્હારી કમલાને બીજી વાતો | ૨-૦ |
| પુરંદર પરાજય અને અવિભક્ત આત્મા | ૦-૧૨ |
| હું સરલાને મિત્ર મંડળ | ૨-૦ |
| કમલાના પત્રો | ૨-૦ |
| ઉષા કાન્ત | ૨-૦ |
| ગુલામગીરીનો ગજબ | ૨-૧૧ |
| સરસ્વતીચંદ્ર ૧ થી ૪ | ૧૨-૧૨ |
| પ્રમાદ ધનની પ્રભુતા | ૬-૮ |
| રણજીત અને કુસુમ | ૨-૦ |
| મધુસૂદન | ૧-૮ |
| કુમુદ કુમારી | ૩-૦ |
| રત્નગઢની રંભા | ૩-૦ |
| કુંદન કુસુમ ૧ થી ૮ | ૧૦-૦ |
| વીધીનું વિધાન | ૨-૮ |
| પ્રેમ પીંજર | ૨-૦ |
| વનવાસિની | ૨-૮ |
| ભામિની કે ભૈરવી | ૨-૮ |
| કુંજ કીશોરી | ૨-૮ |
| સુરતીલાલ | ૧-૦ |
| મહાકાળીની મુર્તી | ૪-૦ |
| પીશાચ મંદિર ભા. ૧-૨ | ૫-૮ |

તૈયાર છે ? તૈયાર છે !

એક ભાવનાલાયક સુંદર શૃંગાર હાસ્ય કરૂણરૌદ્ર અને વીરરસથી ભરપૂર.

# કાળો પહાડ.

અથવા

# ભારતનું ભાવિ

જને માટે આજે કેટલાક હમારા મિત્રની લાંબા વખતથી માંગણી ચાલુ હતી. એકવાર વાંચી ખાત્રી કરો. જાણે તમો થીયેટરમાંજ નાટક જોઈ રહ્યા હો અને સાંભળતા હો એજ મુજબ તમોને ભાશ કરાવે છે.

મુલ્ય માત્ર આઠ આના. વી. પી. જુદું.

લખો,

"ગુજરાતી સાહિત્ય મંદિર."

સલાબતપુરા—સુરત.

